# મોરબી રીજન્સી.

—:o:—

મી૦ "જામનગર નિવાસી"ના
વાયરલેસ સંદેશાઓ.

—:o:—

ખાસ પરવાનગીથી પ્રગટ કરનાર

વી. એલ. ટોળીયા.

લેડી જમશેદજી રોડ, મુંબઇ.

—:o:—

પ્રજા-મીત્ર પ્રીન્ટીંગ વર્ક્સ, ગીરગામ, મુંબઈ.

# ધણીના પણ ધણી!

—— :o: ——

"જામનગર નીવાસી' એ તા૦ ૧૬-૫-૨૨ ના "પ્રજા મીત્ર અને પારસી" ના અંકમાં "મોરબી રીજનસી" ના મથાળા હેઠળ જે વાયરલેસ સંદેશો લખયો છે, તેમાં નજરે પડતી સભય ભાષા, છટાદાર શઈલી, જાહેર હીંમત, બારીક જ્ઞાન તેમજ ઉમદા ભાવની અમે પ્રશંસાજ કરીએ છીએ;

\+ + + + + +

આવી ઉપયોગી લોક સેવા બજાવવાની તે ભાઈને અમે ભાર દઇને ભલામણ કરીએ છીએ. આ લેખમાં લોકોને રૂચે અને ના૦ પ્રીનસ લખધીરસીંહજી સહેલાઇથી સમજી જાય તેવી ઢબે લખાણ કરવામાં આવયું છે. અને "ક્ષેમનું ખપે અને કુશળનું ય ખપે!" એવી રીતે રાજયના-ખરી રીતે પ્રજાના-પઈસા લુંટવાનો ધંધો ચલાવી, ઉપરથી "ચોરી પર શીરજોરી" કરીને જો કોઈ "ધણીના પણ ધણી" બનવાની તજવીજ કરતું હોય તો રાજા-પ્રજા ઉભયનાં હીતની ખાતર રાજય તરફથી તેવી પ્રપંચી લીલા અટકાવવાને મજબુત હાથે પ્રયતન થવો જોઇએ એમ અમને લાગે છે.

÷ + + + + +

"જામનગર નીવાસી" એ બને તેટલી હીંમતથી મોરબી રાજયની સારી સેવા બજાવવાનો વખાણવા યોગય પ્રયત્ન કરયો છે એમ વગર શક કહી શકાશે.

અધીપતીની નોંધ. "કાઠીઆવાડ ટાઈમ્સ."

તા૦ ૨૮ મી મે ૧૯૨૨.

# મોરબી પ્રજાકીય પરીષદ.

——:o:——

## (મી૦ "જામનગરનીવાસી" તરફથી વાયરલેસ સંદેશો.)

——:o:——

## [ ૧ ]

મોરબી, તા૦ ૧૨ મી એપ્રીલ ૧૯૨૨.

આજે રાજેશ્રી મનસુખલાલની મોરબી પ્રજાકીય પરીષદનો પ્રથમ દીવસ હોઈ મોરબી શહેર ભારે ધામધુમ અને ઉત્સાહથી હચમચી રહયું છે. પ્રમુખસ્થાન લેવા માટે હેમબરગ (જરમની)થી સહી કરનારા માજી દીવાન રાજેશ્રી માલજીભાઇ હેનડલી પેઈજમાં બેશી હમણાં જ અત્રે આવી પહોંચયા છે જેને આવકાર આપવા માટે તેમના નયાતીલાઓ ઢોલ ત્રાસા શરણાઇઓ નોબત વીગેર લઈ હાજર થયા છે અને અંતરીક્ષમાંથી અપસરાઓ ફુલોના હાર નો વરસાદ વરસાવી રહી છે રાજેશ્રી મનસુખલાલ પણ તેમની સાથે મુંબઇથી જોડાયા છે પણ તેમને આવકાર આપવા માટે તેમના કોઇ નયાતીલાઓની હાજરી જણાતી નથી તેમજ અંતરીક્ષની અપસરાઓ પણ રાજેશ્રી મનસુખલાલને માન આપવા આતુર હોય એવું કાંઇ દેખાતું નથી. એરોપલેન પરભારયું સભાસ્થાને એટલે મચછુ કીનારે મણીઘાટના ભવય ચોગાનમાં બરાબર ૧૨ વાગયાને ટકોરે ઉતરયું છે અને પ્રમુખ સાહેબ એરોપલેનમાંથી ઉતરી સીધા સભામાં દાખલ થયા તયારે રાજયના નામીતા ઝવેરી રાજેશ્રી ડાહયાલાલ ભાઈ તથા મહારાજા સાહેબના મુખય સલાહકાર રાજેશ્રી કચુભાઇએ તેમને પ્રજા તરફથી આ વકાર આપયો. તાલીઓના ભારે હરષનાદ વચે રાજેશ્રી માલજીભાઇએ પ્રમુખસ્થાન લેતાં એક લાંબુ વીદવતાભરયું ભાષણ કરયું જેનો સારાંશ એ હતો કે નેક નામદાર મહારાજા સાહેબની ઇચછાનુસાર તેઓ જરમનીથી ખાસ આવયા છે અને સભાનું કામ પુરૂ કરી પાછા જરમની વીદાય થવાના છે માટે સભાજનોએ લાંબા ભાષણો કરવા નહી પણ ટુકામાં પતાવી તેઓને જરમની પાછા ફરવા દેવા.

મહારાજા સાહેબની બીમારી માટે ખેદ જાહેર કરતાં તેમને દીરઘાયુષ ઇચછી જણાવયું કે મોરબીની પ્રજાનો ઉધાર કરવા માટેજ આ કોનફરનસ બોલાવવામાં આવી છે પ્રજા વરગના પ્રતીનીધીઓ મોટી સંખયામાં હાજરી આપશે એવી ખાત્રી મહારાજા સાહેબને રાજેશ્રી મન સુખલાલે આપી હતી પણ તેમાં તેઓને તદન થાપ ખવરાવવામાં આવી છે તે જોઇ મને ભારે ખેદ ઉપજે છે પણ તે છતાં જે થોડા પ્રજાજનો અત્રે હાજર રહયા છે. તેઓ કોનફરનસનું કામ પાર ઉતારી પોતાનુ વચન પાળશે. કોનફરનસનો કારયક્રમ ત્રણ દીવસનો ગોઠવવામાં આવયો હતો પણ જરમનીમાં મારકસના ભાવ ઘટતા જાય છે અને મહારાજા સાહેબની રૂની ગાંસડીઓ વેચવાના કામનો બોજો મારે માથે હોવાથી મારે આજેજ જરમની પાછું ફરવું છે માટે બધું કામકાજ આજેજ પતાવી નાખવા મહેરબાની કરશો. સ્વાગત મંડળના પ્રમુખ રાજેશ્રી નગીનદાસભાઈ ગીરધરલાલભાઇ હાજર રહી શકયા નથી પણ વખતના અભાવે આપણે આપણું કામકાજ તુરત શરૂ કરી દેવું પડયું છે જે માટે તમો મને દરગુજર હવે બધા ઠરાવો સામટા રજુ કરવા હું રાજેશ્રી મનસુખલાલને ફરમાવું

રાજેશ્રી મનશુખલાલે ઠરાવો રજુ કરતાં જણાવયુ' કે પ્રજાના પ્રતીનીધીઓ હાજર રહેશે એવી ખાત્રી મહારાજા સાહેબને આપવામાં મેં તેમન થાપ ખવરાવી છે એવો જે ગંભીર આરોપ મારા ઉપર મુકવામાં આવયો છે તે એક અખંડ બ્રહ્મચારીને રંડીબાજ કહેવા જેવો છે જે વખતે મેં એવી ખાત્રી આપી હતી તે વખતે પ્રમુખસ્થાન નામદાર મહારાજા સાહેબ પોતે લેવાના હતા પણ દઈવી આફતના પ્રતાપે નામદાર મહારાજા સાહેબ બીછાને પડયા છે અને તેમની જગાએ આવા એક બીન અનુભવી પ્રમુખથી ચલાવી લેવુ' પડયુ' તેનોજ આ પ્રતાપ છે. જો મહારાજા સાહેબ પ્રમુખસ્થાન લઇ શકયા હોત તો મચ્છુ કાંઠાની ધગધગતી રેતી ઉપર ચઇત્ર માસનો ગમે તેવો સખત તડકો છતાં પણ ૯૦૦૦૦ મનુષયો હાજર થાત એવી મને પાકી ખાત્રી છે પણ દઈવી આફતના પરીણામે નેવું હજારમાંથી મીંડા ઉડી જવાને બદલે નવડોજ ઉડી ગયો છે એટલું પણ ખુશી થવા જેવુ' છે જે ઠરાવો મેં રજુ કરયા છે તે એટલા બીન તકરારી છે કે તે સરવે ભાઈઓ તાળીઓના અવાજ વચચે કબુલ કરશે આ ઠરાવો મુંબઈમાં વસ્તા મોરબીના વતનીઓની ધનજી સ્ટ્રીટમાં મળેલી સભાઓ પછી એક ખાનગી કમીટીએ ઘડી કાઢયા છે અને તે એટલા સરવ માનય છે કે જે સામે કોઈએ હજુ સુધી વાંધો ઉઠાવયો નથી.

ઝવેરી ડાહ્યાલાલે ઠરાવોને અનુમોદન આપતાં નેક નામદાર મહારાજા સાહેબની લોક પ્રીયતા અને ઉજવળ કારકીરદીનું લંબાણ વીવેચન કરયુ' હતુ અને અંતમા જણાવયુ' કે આવા ઉનાળાના વખતમાં નદીકાઠે ધગધગતી રેતીમાં ઉઘાડા પગે આવવાની ફરજ પાડવાની જે હઠીલાઈ રાજેશ્રી મનસુખલાલે પકડી હતી તેને લીધેજ લોકો હાજરી આપી શકયા નથી પણ જો મારી ભલામણો મુજબ ત્રાજપરની શીતળ હવામાં મારે બંગલે સભા ભરવામાં આવી હોત અને તયાં ગાંઠીયા પેંડાની મીજબાની આપવા દેવામાં આવી હોત તો ગંજાવર મેદની ભેગી થઈ હોત પણ રાજેશ્રી મનસુખલાલને મોરબીમાં ખાદીનગરને બદલે રેતીનગર પસંદ પડયુ' તેનુંજ આ પરીણામ છે પણ હવે ગઇ ગુજરી ભુલી જઇ આ સભાનુ' કામકાજ પાર ઉતારવુ' તેજ આપણી ફરજ છે, રાજેશ્રી માલજીભાઇ છેક જરમનીથી અત્રે સુધી ખાસ આ પ્રસંગે પધારયા તેથી આજે આપણા કામને ઘણો લાભ થયો છે. જે માટે તેમનો જેટલો ઉપકાર માનીયે તેટલો ઓછો છે અંતમાં તેમણે માહારાજા સાહેબને સતવર આરામ થાય એવી પ્રારથના સંસ્કરતમાં ગાઇ સંભળાવી હતી જે વખતે આકાશ અને પાતાળ વીજય ધવનીથી ગાજી રહયા.

શેઠ કાબાભાઇ જાદવજીએ ઠરાવોને અનુમોદન આપતાં રાજેશ્રી ઝવેરી ડાહ્યાલાલભાઈની ત્રાજપર કોનફરનસ ભરવાની પ્રથમની સુચના કબુલ નહી રાખવા માટે રાજેશ્રી મનસુખલાલની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી અને છેવટમાં નામદાર મહારાજા સાહેબનું લાંબુ આ સુષય ઇચછી પોતાની બેઠક તાળીઓના અવાજે વચે લીધી હતી.

રાજેશ્રી કચુભાઈએ ઠરાવોને વધુ અનુમોદન આપતાં જણાવયુ' કે આ પરીષદની ગોઠવણ કરનારાઓને એક લેખકે કુંભારની ઉપમા આપી છે પણ તે ઉપમા કોઈપણ રીતે આપણને લાગુ પડે તેમ નથી. આપણે તો નામદાર મહારાજા સાહેબ અને તેમની વફાદાર પ્રજાનું હીત જાળવવા માટેજ આ કોનફરનસ ભરીએ છીએ પછી તેનો લાભ પ્રજા લઇ નહીં શકી તેમાં ... શો દોષ આપણે વખતનો ભોગ આપયો પઇસાનો ભોગ આપયો છતાં જાહેર લેખકો ... નો આપણે કયાં તેઓનાથી ડરી જાઈએ તેવા છીએ! નામદાર મહારાજા

સાહેબની તબીયત સુધરતી જાય છે અને થોડા વખતમાં તેઓને સંપુરણ તંદુરસ્તી પ્રાપ્ત થશે. આપણે બીજી પરીષદ ભરીશું અને તે વખતે પરીષદના વીરોધીઓના શા હાલ થશે તેની કલ્પના પણ મને બહુ દુઃખદાયક થઈ પડે છે. આજના કામકાજમાં રાજેશ્રી માલજીભાઈ અને રાજેશ્રી ડાયાલાલભાઇએ રાજેશ્રી મનસુખલાલ ભાઈ ઉપર જે જે આક્ષેપો કરયા છે તે ઘણાજ ન છાજતા છે અને રાજેશ્રી મનસુખલાલે રાજેશ્રી માલજીભાઇના સંબંધમાં જે ટકોર કરી છે તે પણ તેવીજ છે.

અત્રે પ્રમુખ સાહેબ અને આગલા ત્રણ વકતાઓ ઘણાજ ઉશકેરાઇ ગયા. રાજેશ્રી માલજીભાઇએ ખીસામાંથી રીવોલ્વોર કાઢી અને રાજેશ્રી ડાહ્યાલાલે કોથળીમાંથી જોડા કાઢયા રાજેશ્રી કચુભાઈએ હાઇ કોરટના કેસોની ઝીફ ખેંચી જયારે રાજેશ્રી મનસુખલાલે કાઠીયાવાડ ટાઈમસ હીંદુસ્થાન અને મુંબઇ સમાચારના છાપામાં આવેલા તેમના લેખોની કાપલીઓના ગંજાવર ફાઇલ રાજેશ્રી કચુભાઇ સામે ઉગામી એમ સભામાં ભારે કોલાહલ મચી રહયો. ફાઇલ બંધની કાપલીઓ સભામાં ઉડવા માંડી, જોડા હવામાં ફેંકાવા લાગયા બીમન સાહેબે ઝીફ ઝીલી લીધી અને છેવટે જયાં રીવોલ્વરનો અવાજ થયો તેવામાં મારી આંખ ઉઘડી જતા સ્વપનવત અવસ્થામાંથી જાગીને જોઉ છું તો 'રેની નગર' તેના વાકપાટુતાવાળા વકતાઓ અને પ્રમુખ સાહેબ પણ હેનડલી પેઈજ હવાઈ વીમાનમાં બેસી અરબી સમુદર તરફ જાણે પ્રયાણ કરવા લાગયા. જાગરૂત અવસથામાં જેમ જેમ વધુ આવતો ગયો તેમ તેમ સમરણશકતી માં હેંડલી પેઇજ પણ હતું ન હતું થઇ ગયું એટલે મચછુના ઉકળતા પાણીમાં મુખ પ્રક્ષાલન કરી હું હવે નામદાર રીજંટ યુવરાજશ્રી લખધીરજીના મહેલ ભણી એ પરીષદનો ખરો રીપોરટ (ચીતાર) રજુ કરવા જાઉં છું.

——:o:——

# મોરબી રીજનસી.

(મી૦ "જામનગરનીવાસી" તરફનો વાયરલેસ)

Morvi 28th April, 1922.
(Delayed in transmission.)

[૨]

રાજશ્રી મનસુખલાલની મોરબી પ્રજાકીય કોનફરનસના અવસાનની ખબર પ્રીનસ લખધીરજીને પહોચાડવા હું મહેરબાન વહાઇટ સાહેબને બંગલે ચાલીને ગયો અને પડપુછ કરતાં જણાયું કે પ્રીનસ લખધીરજી છેલા ઓરડામાં કામમાં રોકાયા છે. એક વડારણે મને એક ઓરડામાં કોચ ઉપર બેસાડયો અને નામદાર યુવરાજ કુમાર ફારગ થયે મને બોલાવશે એમ કહયું. કોચ ઉપર પાએક કલાક થયો અંદરથી કોઇ બોલાવવા આવયું નહી અને થાકેલો હોવાથી મારી આંખ નીદરાથી ઘેરાવા લાગી અને થોડી વારમાં તો ઘસઘસાટ ઉંઘી ગયો અને નીંદરામાં—

જાણે કે પ્રીનસ લખધીરજી કારભારી મંડળ સાથે મારી નજીકમાં બેઠા બેઠા ગરમાગરમ ટપાટપી ચલાવતા હોય તેવું ભાસયું.

"નામદાર યુવરાજ કુમાર કારભારી મંડળને ઉદેશીને કહેતા હતા કે તમારા કારભારના સંબંધમાં જે કડવી ફરીયાદો જાહેર રીતે તેમજ ખાનગી રીતે મારા સાંભળવામાં આવી છે તે માની લઉં તો તમારામાના એકે એકને ખસેડયા વીના ચાલે તેમ નથી પણ તમારા માટે જે કંઈ બોલાય છે એ બધું ખરૂં છે. એમ માની લેવા હું તઇયાર નથી અને તેથી તમને એક ચાનસ આપવા માટે ચાલુ રાખયા છે. તો તમારા જે જે પાપ કરમો હોય તે ધોઇ નાખી રાજયનું ભલું થાય તેવી રીતે તમારે વરતવું જોઈએ, તમારી ઉપર ભાયતોના હક પત્રકે. ડુબાવવાનો, પ્રજાને રીબાવવાનો, પ્રજાને ચુસવાનો. અંગત વેરઝેરના કારણે તમારા વીરૂધીઓને "નવાડેલા"માં પુરી તેઓને ત્રાસ આપયાનો. મારા વડીલશ્રીને સટાને મારગે ઉતારી રાજયની મહેસુલનો ધુમાડો કરવાનો વગેરે અનેક આરોપો ખુલ્લી રીતે મુકાયા છે તે ઉપરાંત તમારામાંના દરેકના સંબંધમાં મારી પાસે ખાનગી ફરીયાદો આવેલી છે જેમાંથી કેટલીક મારા વડીલશ્રીની ખાનગી નોધપોથી તપાસતાં ખરી પણ જણાય છે. તમારામાંથી એકથી વધુને મહારાજા સાહેબે શા કારણથી બરતરફ કરેલા, દંડની સજા કોસી વીગેરે પુરાવા મારી પાસે રજુ કરવામાં આવયા છે છતાં તમારા તે ગુનહા તરફ નહી જોતાં તમને પાછા નોકરી ઉપર રાખવામાં આવયા હતા પણ હવે જો તેવા ગુનહા ફરીથી થશે તો તે ચલાવી લેવામાં આવશે નહી.

મહેરબાન દીવાન સાહેબ લગભગ રોવા જેવા અવાજે બોલ્યા કે મોરબીના કારયભાર માટે મોરબીના અધીકારીઓને વગોવવા હોય તો આપ નામદાર ધણી છો પણ દરેક કામ નેક નામદાર મહારાજા સાહેબની ઈચછાનુસાર થતું હતું અને અધીકારીઓ તો માત્ર મહીજ કરતા હતા. મોરબીનો કોઈ અધીકારી લાંચ રૂસવત ખાઈ શકે તેવો હતો ... છતાં કદાચ ખાધી હોય તો ભુખમરાથી બચવા માટેજ ખાધી ... મારો પગાર ચોપડામાં રૂ. ૫૦૦ ઉધારવામાં આવે છે

પણ મને માસીક રૂ. ૧૦૦ થી વધારે ઉપાડવાનો હુકમ નથી. બાકીના રૂ. ૪૦૦ કેવી રીતે જમે થાય છે તે આપ નામદાર ચોપડા ઉપરથી જોઈ શકશો. રા. રા. રેવન્યુ કમીશનર દેવનું ખાતું પોલીસ ખાતુ અને દરબારી વકીલ વીગેરે અનેક જોખમી કામો સંભાળે છે તેમને માત્ર ૭૦ રૂપીઆનો પગાર મલે છે તેમાથી તેઓ પોતાના ઓધધાને છાજતો ઘર સંસાર કેમ ચલાવી શકે ? જ્યારે રેલવે કેળવણી વીગેરે ખાતામાં પણ તેવી અધમ દશા હલકા પગારના કારણથી ભોગવવી પડે છે. આવી સ્થીતીમાં સબડતા હોવા છતાં અને નેક નામદાર મહારાજા સાહેબની ઇચ્છાનુસાર કામ કરતા હોવા છતાં અધીકારીઓને વગોવવાનું વરતમાન પત્રોના લેખકોને માટે સહેલું થઇ પડયું છે પણ નામદાર કુમાર સાહેબ એવા લેખકો પેટના બળ્યા ગામ બાળે છે એનો અત્રે એક પુરાવો પણ આપીશ. મી૦ મનસુખલાલ રવજીભાઇ મહેતા મોરબીથી નાસી જઇ રાજકોટમાં વસ્યા છે. તેઓ ઉપર નેક નામદાર મહારાજા સાહેબની ઘણી ખફા હતી પણ મહેરબાન ઝવેરી ડાહયાલાલભાઇની સહાયથી તેમને મોરબી રાજકીય કોન્ફરનસનુ કામ સોંપવામાં આવયું છતાં ખુદ મહારાજા સાહેબ પણ તેના તરફ અવીશ્વાસથી જોતા હતા. મહારાજા સાહેબની હયાતીમાંજ મી૦ મનસુખલાલે તેમની છેલ્લી ઇચ્છાઓ છાપા દવારા પ્રગટ કરી આપ નામદારને વગોવવાની શરૂઆત કરી છે પણ અનદાતા જરા વીચાર કરો કે ખુદાવીંદ મહારાજા સાહેબની હયાતીમાંજ તેમનું અનીષ્ટ ઈચ્છયા સીવાય તેમની ઇચ્છાઓને તેમની છેલ્લી ઈચ્છા કહીજ કેમ શકાય ! આ એક ભયંકર રાજદ્રોહ છે અને જે માટે રાજેશ્રી મનસુખલાલને આપે વાજબી રીતેથી તીલાંજલી આપી છે પણ હજુ તેમના લેખોથી આપ નામદાર દોરવાતા હોતો તેમાં ભુલ થાય છે. કેળવણી ખાતું અને સુખશાંતી ખાતું બને તેટલાં ટુકા ખરચે નીભાવી અમલદારોને ભીખારી હાલતમાં રાખી અને બીજી અનેક રીતેથી કરકસર કરી જે મોટી દોલત ખુદાવીંદ મહારાજા સાહેબે ભેગી કરી હતી તે આપ નામદારને માટેજ ભેગી કરી હતી. અમારી સલાહ વીરૂધ રૂનો સટો ખુદાવીંદ મહારાજા સાહેબે ઉપાડયો તેથી એક કરોડ અને પાંચ લાખ રૂપીઆ ઓછા થયા છે પણ તેટલી રકમ તો અમે રાજયની અને રેલવેની આવકમાંથી બે વરસમાં પુરી કરી આપીશુ "જામનગરનીવાસી" વીગેરે લેખકો અમને ઓછા વગોવે છે છતાં તે બધાંનો એકજ ઉદેશ રાજયની તીજોરી ખાલી કરાવી ભાયાતોના ગરાસ પાછા આપી ખેડુતોને નયાલ કરવાનો છે પણ આપ નામદારનું લુણ ખાનારા અમલદારો તેવા પારકે પઇસે તાગડધીના કરવા માગનારાઓની સલાહ મુજબ ચાલે તો બે દીવસમાં પાણીચું મલે માટે આપ નામદાર કોઇના કેહેવાથી દોરવાઇ નહી જતાં ખાત્રી રાખશો કે અમારામાના દરેકને આપ નામદાર તરફ પુરણ વફાદારી છે અને પોતાની ફરજ બજાવતા રહેશે.

નામદાર યુવરાજ કુમારે દીવાન સાહેબના આ જવાબ માટે સંતોષ જણાવતાં કહયું કે રાજેશ્રી મનસુખલાલને હું સારી પેઠે ઓલખું છું. મારા વડીલશ્રીને તેઓએ થોડો વખત ભરમાવયા હતા પણ આખરે સીંહના ચામડાંમાં છુપાઇ રહેલ શીઆળ ખુલ્લો થયો છે અને હું કાંઇ તેના કહેવા કે લખવા ઉપરથી તમારા ઉપર આળ મુકતો નથી પણ તમારો કારભાર બહુજ નીંદાને પાત્ર થઇ પડયો છે તેનો જવાબ આપવા માટે કંઈ તજવીજ થવી જોઈએ. રાજયની તીજોરી હું લુટાવવા માગતો નથી, ખરચ વધારવા માગતો નથી પણ નીંદા થતી અટકાવવી એ આપણી ફરજ છે. રૂના સટટામાં એક કરોડ પાંચ લાખ રૂપીઆ નુકશાની દીવાન સાહેબે બતાવી છે જ્યારે બીજાઓ ૨ થી ૩ કરોડની

રેવન્યુ કમીશનરે તે ખાતાનો હીસાબ તઇયાર કરી મારી પાસે મુકનો. મુંબઇમાં રાજ્યની જે મીલકતો છે તે ગેર કાયદેસર રીતેથી ગીરો મુકી તે ઉપર નાણા ઉપાડવામાં આવયાં છે તેને માટે દીવાન સાહેબ પોતે પણ જવાબદાર છે કારણ કે તેમાંની કેટલીક મીલકતો દીવાન સાહેબના નામ પર હતી. આ મીલકતો બીજાના નામપર ચડાવવા કે ગીરો મુકવા દીવાન સાહેબને કાંઈ સતા નથી આ બાબતનો જવાબ હું અતયારે માંગતો નથી. પણ તે બાબત લેખીત ખુલાસો મારી પાસે રજુ કરવા હું તેઓને ફરમાવું છું. મારા મીત્ર ભાઇ ડાહયાલાલના સંબંધમાં દીવાન સાહેબે એક આડકતરી ટકોર કરી છે. પણ હું તેમને ચેતાવુ છુ કે ભાઇ ડાયાલાલ રાજયના ખરા ખેરખાહ છે અને તમારી સામે થતા હુમલાનો બચાવ કરવાનું કામ તેમણે ભારે ઉલટથી ઉપાડી લીધું છે. તે બાબતમા તેમને કરેલી યોજના તમારી સમક્ષ તેઓ રજુ કરશે તયારે તમો જોઇ શકશો કે જે કામ તમે રાજયનું લુણ ખાનારાઓ કરી નથી શકયા તે ભાઇ ડાહયાલાલ લગભગ કરી ચુકયા છે.

શ્રીમાન ઝવેરી સાહેબે જણાવયું કે વરતમાન પત્રોમાં થતા હુમલાઓનો જવાબ આપવા માટે આ રાજયના એક આગલા નયાયાધીકારીને મોટી આશાઓ આપીને રોકવામાં આવયા છે. જેઓના લેખો અતયાર અગાઉ પ્રગટ થઇ ચુકયા છે. અને તમે તે વાંચયા હશે. હાલમાં આપણે ઉદાર દીલે જેમ આવે તેમ ગજના ગજ માપયે રાખવાનું છે. એક તસુ પણ વેતરવાની જરૂર નહી પડે તેમ હું બધાઓને ખાત્રી આપુ છુ કારણ કે આમ માપવાથી આપણી વાહવાહ બોલાની હોય તો એક તસુ પણ વેતરવાની ભાંજગડમાં પડવાનું શું પ્રયોજન છે? ઉપરાંત મોરબીની પ્રજાની એક જાહેર સભા ભરવાની પણ ગોઠવણ કરવામાં આવી છે જેના માટે આપણા ગામના નગરશેઠ વીકમચંદ અમરૂતલાલ પાસેથી તેમની આનાકાની છતાં ભાઇ સુખલાલ તથા ફુલચંદની મદદથી તેમને ફોસલાવી દબાવીને તથા કુમાર સાહેબનાં નામે મોટી આશાઓ આપીને મેં સહી મેળવી છે. આ સરકયુલર નામદાર કુમાર સાહેબની બહાલી માટે અત્રે રજુ કરૂં છું:--

## વીજ્ઞપતી.

"આપણા નામદાર મહારાજા સાહેબની તનદુરસ્તી માટે એકત્રીત થઇ પરમાતમા પાસે તેઓ નામદાર શ્રીને સંપુરણ આરોગય પ્રાપત થવા પ્રાથના કરવા માટે આજરોજ એટલે તારીખ ૨૯-૪-૧૯૨૨ શનીવારે ગ્રીનચોકમાં સાંજે આઠ વાગે મોરબીની સમસ્ત પ્રજાની એક જાહેર સભા બોલાવવામાં આવે છે.

તયાર બાદ સભાના બીજા કારયક્રમમાં આપણા નામદાર મહારાજા સાહેબ તથા આપણા યુવરાજ લખધીરજી સાહેબ પ્રતયે અઘટીત અપ્રસંગીક જે હુમલા છાપાદવારા કરવામાં આવે છે તે લેખ લખનાર વયકતીઓ મોરબીની પ્રજાનું કલ્યાણ કરવા બહાર પડવાનો ખોટો દાવો ધરાવે છે તે સંબંધમાં વીચાર ચલાવી તે પરતવે સમગ્ર પ્રજાનો અવાજ રજુ કરવામાં આવશે. સરવ ભાઇઓને હાજર થવા અરજ કરવામાં આવે છે.

મોરબી, તા૦ ૨૯-૪-૧૯૨૨ શનીવાર.

શેઠ વીકમચંદ. અમરૂતલાલ નગરશેઠ."

આગળ ચાલતાં શ્રીમાન ઝવેરી ડાહયાલાલ ભાઇએ કહયું કે આ સભા "ગ્રીનચોક"માં ભરવી અને તેમાં કોઇ તોફાનીઓ હાજરી આપી ન શકે તેવો બંદોબસ્ત કરવા મહેરબાન [illegible]નર સાહેબે ધયાન આપવાનું છે છતાં કદાચ કોઈ તોફાની બારકસો સભામાં આવી

માટે તો તેને મુંગા રાખવા અને મુગા ન રહે તો સભામાંથી રૂખસદ આપવા માટે ભાઇ વઈ ફુટે પણ ત્યાં હાજરી આપવી. સભાનું પ્રમુખસ્થાન મહેરબાન દીવાન સાહેબ લેશે.

દીવાન સાહેબ—ભાઈ ડાહ્યાલાલભાઈની કરૂપા માટે હું ઉપકાર માનું છુ: પણ પ્રજાની સભામાં દીવાન પ્રમુખસ્થાને બેસી શકે નહી.

રાજેશ્રી ડાહ્યાલાલ—દીવાન સાહેબ પણ મોરબીનીજ વસ્તી છે માટે તેમણેજ પ્રમુખ સ્થાન લેવુ જોઈએ.

રાજેશ્રી ત્રીભોવન—દીવાન સાહેબનું કહેવું વયાજબી છે પ્રમુખ થવાની લાયકાત ભાઇ ડાહ્યાલાલ ભાઇમાં વીશેષ છે માટે નામદાર કુમારશ્રીને હું અરજ કરૂં છું કે પ્રમુખનુ માન તેમના માનીતા મીત્ર રાજેશ્રી ડાહ્યાલાલનેજ આપવું.

નામદાર યુવરાજ કુમારે ફરમાવયુ કે શ્રીમાન નયાય અધીકારીનું કહેવુ સ્તુતય છે માટે ભાઇ ડાહ્યાલાલને હું ફરમાવું છું કે સભાનુ પ્રમુખસ્થાન તેમણે લેવું. પોલીસ કમીશનરે ખાસ ધયાનમાં રાખવું કે જેમ 'રેતીનગર'માં કોનફરનસનું ફારસ થયુ તેવુ ફારસ 'ગ્રીનચોક'માં થાય નહી સભાના દીવસે શહેરમાં દુકાનો બંધ કરાવવી અને વફાદાર શહેરીઓએ સભામાં હાજરી આપવી અને ભાઇ ડાહ્યાલાલે મારી સંમતી તથા મંજુરીથી તઈયાર કરી રાખેલા ઠરાવોને ટેકો આપવા મોંઢેથી ફરમાવવુ. સભામાં કોઈપણ માણસ પ્રમુખની રજા વગર બોલી શકે નહી, એવા સામાનય કાયદાઓ માટે તોફાની બારકસો સભામાં બોલતા અટકાવવાની ફરજ ભાઈ ડાહ્યાલાલ બજાવશે. જયાં પોલીસ કમીશનર તેને મદદ કરશે.

રાજેશ્રી વલમજી—મોરબીનો રીવાજ એવો છે કે સભાઓનુ પ્રમુખસ્થાન નગરશેઠ સીવાય બીજો કોઈ લઈ શકે નહી.

રાજેશ્રી ડાહ્યાલાલ—નગરશેઠે સરક્યુલર ઉપર સહી કરવાનાં જે તકલીફ આપી છે તે જોતાં તેઓને પ્રમુખસ્થાન આપી શકાશે નહી.

રાજેશ્રી માંકડ—નગરશેઠને બાજુએ મુકીને સભા ભરશો તો તમારી હાંસી થશે. નગરશેઠ રાજય તરફ વફાદાર ન હોય તો તેમની નગરશેઠાઈ રદ કરી રાજેશ્રી ડાહ્યાલાલને નગરશેઠાઈ આપવાની સતા ખુદાવીંદ મહારાજા સાહેબ અથવા નામદાર યુવરાજ કુમાર ધરાવે છે પણ આ બધી ધાંધલ મને તો અરથ વગરની લાગે છે. છાપામાં આવતા લેખો કોણ વાંચે છે પણ આપણે આ ધાંધલ કરીશું તો તેવા લેખોને વધારે ઉતેજન મલશે. ગઈ ગણેશ ચોથના દીવસે ખુદાવીંદ મહારાજા સાહેબની ઇચછા વીરૂધ જે ભાષણો છાપામાં મોકલાવી આપવામાં આવયા તેનુ પરીણામ આપણે ભોગવીએ છીએ અને હજુ પણ ભોગવવું પડશે.

રાજેશ્રી વલમજી—નગરશેઠ નીમવાનો અધીકાર રાજયનો નથી પણ પ્રજાનો છે. રાજેશ્રી વીરમચંદ બહુ શાંત અને ડાહયા ગ્રહસ્થ છે. તેમની પાસે પઈસા નહી હોય તો તેથી તેમની લાયકી ઓછી થતી નથી. પ્રજા તેમને ચાહે છે અને જો તેમને સમજાવીને પ્રમુખ સ્થાને બેસાડી શકાય તો સભાનો દેખાવ કંઇક ઠીક થશે.

નામદાર યુવરાજ-રાજેશ્રી વલમજી હવે વરૂધ થયા છે અને તેમને હજી ૧૯ મી સદી ચાલતી લાગે છે. પણ નગરશેઠ નીમવાની બાબત અતયારે ચરચવાની જરૂર નથી. મીઠ માંકડ ધારે છે કે આ બધી ધાંધલ છે પણ મારા પરમ મીત્ર ડાહ્યાલાલ ભા...

નથી તેમજ જાહેર રીતે તમારી બધાની જે નીંદા થાય છે તેનો જવાબ આપવા માટેજ ભાઈ ડાહયાલાલે પોતાના ખરચે આ બધી વયવસ્થા કરી છે. તેને ટેકો આપવાની તમારી ફરજ છે માટે હું હવે આજનું કામકાજ ખતમ કરૂં છું અને બધા અમલદારોને ફરમાવું છું કે તા૦ ૨૯ મી એપ્રીલની સભા સંપુરણ રીતે ફતેહમંદ નીવડે તેવા દરેક ઉપાયો યોજવા.

છેવટમાં રાજેશ્રી ડાહયાલાલ ભાઇએ યુવરાજ કુમારનો ઉપકાર માનતાં જણાવયું કે દઇવી આફત નહી નડે તો સભાનું કામકાજ નીરવીધનપણે પાર ઉતરશેજ."

અત્રે મને મારા કોચ ઉપરથી કોઇએ જાગ્રત કરયો અને મને અતયારે મળવાની નામદાર યુવરાજ કુમારને અનુકુળતા નથી એમ જણાવયું તેથી ખોલ્યાં હેનરલી પેહાન્ની શોધમાં જાઉં છું.

---- -:0:- -----

# મોરબી રીજનસી

—:o:—

(મી૦ "જામનગરનીવાસી" તરફનો વાયરલેસ.)

Morvi 30th April 1922.

(Delayed in transmission.)

[ ૩ ]

ગયા પરમ દીવસે કારભારીઓની સભાનો વાયરલેસ રવાના કરયા પછી હું રેલવે સ્ટેસનના સામેના એરોડોમમાનું ઓલ્યું હેનડલી પેઈજ (વીમાન) જોવા વાસ્તે દાખલ થયો અંદરની રચના સુંદર અને ઘણી આકરષક હતી. મને તયાં બેસવાનું મન થયું. પંદર વીસ મીનીટ બેઠો તેવામાં સોફા ઉપર ઢળી પડયો. નીંદરામાં એક નાનું સરખું સવપન આવયું-શું ?

દુરથી એટલે કે રાજમહેલ તરફથી એક મોટર આવી, નજદીક આવી-તેમાંથી બે ગ્રહસ્થો બહાર નીકળયા. કુમારશ્રી લખધીરજી તથા રેવનયુ કમીશનર જેવા જણાયા-તુરતજ હેનડલી પેઇજમાં દાખલ થયા જે કેબીનમાં હું હતો તેની પડખેની કેબીનમા પ્રવેશ કરયો અને ગુપચુપ બેસી ગયા બે મીનીટ થઇ તેવામાં ધીમે ધીમે નીચે પ્રમાણે વાત થવા લાગી—

"નામદાર યુવરાજ કુમાર—આ વીમાન વેચી નાંખવાથી ઓછામા ઓછા રૂ. ૪૦ હજાર ઉપજશે આપણે તે કાંઈ કામનું નથી. માટે મારો તો વીચાર છે કે તેજ કંપનીને પાછું આપી દેવું.

મહેરબાન રેવનયુ કમીશનર—આપનુ કહેવુ બરાબર છે. વીમાન આપણુને કાંઈ ઉપયોગનું નથી. પણ સવાલાખનો માલ રૂ. ૪૦ હજારમાં વેચવો તેમાં પણ પાંચ ટકા દલાલીના બાદ જશે એટલે આપણા હાથમા તો રૂ. ૩૮ હજારજ આવે તેના કરતા મારૂ કહેવુ માનો અને વીમાન મુંબઇ સરકારને ભેટ કરો તો તમારે વાસ્તે સારૂ કહેવાશે, અને સરકારની આપણા ઉપર મહેરબાની થશે.

યુવરાજ કુમાર—લેણીઆતોને ચુકવવા નાણા નથી તેમજ વયાજ પણ તમે આપી શકયા નથી. તયાં તમે સરકારને ભેટો આપવાની વાતો કરો છો તે કેમ બને ? એ તો સારૂ છે કે મારા મીત્ર ઝવેરી અને તેમના કુટુંબી મી૦ મોરારજી ગોંડલ ઠાકોર સાહેબને સમજાવી શકયા છે અને રૂ. ૬૫ લાખની લોન આપણુને મળશે તેમાંથી લેણીઆતોનું મોઢું કાળું કરી શકીશું. વીમાન વેચતા બે હજાર દલાલીના આપવા પડશે પણ આ લોન ઉઘરાવવા માટે મારે રૂપીઆ લાખ સવાલાખનું પાણી કરવું પડયું છે તે બધાય તમારી કમ આવડતના પરીણામ છે.

રેવનયુ કમીશનર—અમારી કમ આવડતનો બચાવ હું કરી શકતો નથી પણ સાહેબ ખુશામતીઆઓ આપને ફોલી ખાય છે તે જોઈને અમારૂ રાજયના ગરાશીઆઓનું લોહી ઉ-
આવે છે વીમાન વેચીને બે હજાર તમારો મીત્ર અને તેના સાથીદારો ત-

અને પાંચ હજાર સામેથી ખાઇ જશે; લોન ઉઘરાવવામાં તમારા સવાલાખ ખવાઇ ગયા! સામી તરફથી કેટલાક ખવાશે તે કોણ જાણે! એવા કામોમાંથી બંને બાજુને હોઇયા કરવું એવો તેઓનો ધંધો છે. હરમત મહાજનો સોદો તેઓની મારફતે થયેલો તેમાંથી રૂ. ૫૦ હજાર જમાઇ ગયેલા તે વાતની ખબર નામદાર મહારાજા સાહેબને પડી ત્યારે રૂ. ૧૯ હજાર પાછા આપવા પડયા. મુંબઈમાં મોરબીધર મોહનલાલના નામથી મહારાજા સાહેબ વેપાર કરતા હતા તેનો કારભાર મી૦ મહેતા કરતા હતા. મી૦ મહેતાને ઉંધે મારગે દોરવનાર તમારો મીત્ર અને તેના સાથીઓજ હતા અને એ બધા કાળાં ધોળા પકડાયા ત્યારે નામદાર મહારાજા સાહેબ એટલા બધા ગુસ્સે થયા હતા કે તે ઝવેરીની સલામ ઘણો વખત સુધી બંધ રહી હતી અને મી૦ મહેતાને મહારાજા સાહેબની રજા વગર મોરબી છોડવાની મનાઇ કરવામાં આવી હતી. મહારાજા સાહેબનો ગુસ્સો શાંતવન કરવાની ચાવી તેની પાસે બહુ અસરકારક હતી તેથી આખરે સમાધાન થતાં સલામ પાછી ચાલુ થઇ અને મી૦ મહેતાને દંડની સજા કરી. મોરબીથી જવા દેવામાં આવયા, મહારાજા સાહેબને ગળે મુંબઇની જે જે મીલકતો પહેરાવવામાં આવી છે તે દરેકમાં સીધી અથવા આડકતરી રીતે સારો હાથ મરાણો છે. મોરબીમાં મહારૂદર કરવાનો, નાતો જમાડવા અને અમલદારોને રાજી રાખવું, એ બધા માટે ખરચવામાં આવતા નાણા તમારાજ એટલે ખુદાવીંદ મહારાજાના ખીસામાંથી નીકળયા છે. નહી તો સાહેબ પોતાનો ધંધોરોજગાર મુકી મહીનાના મહીનાઓ સુધી વગર પગારે ચોવીસ કલાક આપની નોકરી કરવી એ તેને કેમ પરવડે? અમલદારોને રાજી રાખવા માટે નાણા ધીરે છે તેઓના ભાગમા વેપાર કરે છે. પોતે મુડી ધીરીને, દીવાન સાહેબના શાળાને તથા તેના દીકરાને દુકાન મંડાવી આપે છે, અને તેમાં પોતે આપેલી મુડી શીખે નુકશાનીમાં જાય તો પોતે ભરપાઈ કરી આપે છે. આ બધા પઇસા કયાંથી આવે છે તેનો આપ વીચાર કરો અને પછી તેનામાં વીશવાશ મુકો. અતયારે અમારી ગરાશીઆઓની દુરદશા છે, એટલે અમારૂ લોહી રાજયના હીત માટે ગમે તેટલુ બળે તો પણ અમારૂ કોઇ સાંભળતું ન હતું. પણ આજે આપે મને એકાંતમાં વાત કરવાની જે તક આપી છે તે માટે આપનો ખરે ખરો આભારી છું અને મારા પેટમાં જે કંઇ વરાળ ભરી છે તે ખાલી કરૂં છું. ગરાશીઆઓ ગમે તેવા ગરીબ કે નીરધન થઇ ગયા છે તોપણ તેઓની રગોમા રજપુત લોહી વહે છે. અને આપની ગમે તેવી મુશકેલીમાં પણ તેઓ આપની બાજુમાં ઉભા રહેવુ એ પોતાની ફરજ સમજે છે. ખવાશો અને સ્વારથીઆઓએ અમારી લગભગ જડ કાઢી છે અને રાજયના સારા અમલદારોને ટકવા દીધા નથી પણ ઈશવર સઉનો વખત લાવશે આપ નામદાર મોરબીના ધણી કહેવાઓ તેમને પણ કેટલા વરષ સુધી દેશવટો ભોગવવો પડયો? હમણા પણ આપની આજુમાજુ ચોવીસે કલાક કોનો પહેરો છે? આપના માતુશ્રીના દુઃખો કેવાં અસહય હતા એ બધુ કરનાર કોણ તેનો માત્ર વીચાર કરો, અને પછી જે આપને યોગય લાગે તે ફરમાવો.

યુવરાજ કુમાર—તમારૂં બોલવું કંઈક વધારે પડતુ પણ મોટે ભાગે સતય છે. ગરાશીઆઓને ભયંકર હાડમારીઓ ભોગવવી પડે છે તે હુ જાણુ છુ પણ ઉતાવળે આંબા પાકે નહી વખત આવયે બધું થઈ રહેશે મારા મીત્રના સંબંધમાં તમે કંઇ અંગત લાગણીથી દોરવાઇ ...ા હો એમ મને લાગે છે તેથી વધુ ખાત્રી માટે તમો પોલીસના વડા તરીકે ખાનગી તપાસ ...ે મને પાકો રીપોર્ટ આપશો એટલે તે બાબતમાં વીચાર કરી [illegible]

પગલાં ભરવાનો હું હુકમ કરીશ. છાપાઓમાં થતી નીંદા અટકાવવા માટે જે જે યોજના કરવામાં આવી હતી તેને માટે કારભારીઓની સભામાં ટેકો આપવો પડશે કારણ કે મારે હમણાની મુશકેલીઓમાંથી બહાર નીકળવા માટે તેવા માણસની ખાસ જરૂર છે રૂ વેચાઇ જાય દેણુ ભરાઇ જાય અને કુલ સતા મારા હાથમાં આવે તયાં સુધી બહુ ધીરજથી અને આંખ આડા કાન કરીને કામ લેવાની જરૂર છે માટે હાલ તુરત તો જે પાણીએ વાલ ચઢે તે પાણીએ ચઢવા દેવા પછી બધુ જોયુ જાશે. મારા વડીલથી પણ મજકુર ઝવેરીના સંબંધમાં જેવી મુશકેલી વખતે બહુ કડવી ફરીઆદ કરતા હતા મારા વડીલની મદદથી અને કરૂપાથી તેને લાખો રૂપીયા કમાયો હતો પણ રૂનો ખેલો તુટયો તયારે મારા વડીલની ગમે તેવી મુશકેલી છતાં તેણે મદદ કરી નહોતી પણ મુંબઈ છોડી ચાલ્યો ગયો હતો તે કંઈ મારા ધયાન બહાર નથી રાજયના વીરોધીઓ સાથે પણ તે દોસ્તી દાવો રાખે છે તેમને પારટીઓ આપે છે તેમની હદમાં બંગલાઓ બાંધે છે તે કંઈ હકીકત મારાથી અંજાણી નથી પણ અતયારે મોરબીમાં કોઇ વેપારી જીવતો રહયો નથી એટલે ઉજડ ગામમાં એરંડો પ્રધાન હોવોજ જોઈએ,

રેવનયુ કમીશનર—આપ સાહેબની ધીરજ અને બુધીના આપના મોઢે વખાણુ કરૂં તો તેનો અરથ ખુશામત કરવા જેવો થાય પણ આપ સાહેબના સંબંધમાં મે જે આશાઓ બાંધી હતી તે ખોટી નથી. હવે છેવટમાં મારે એટલીજ અરજ કરવાની છે કે આપ નામદારના નામથી પ્રજાને દમ ભરાવામાં આવે છે તેનો અંત આવવો જોઇએ. મોરબીના ધણી આપ છવાં આપનો ધણી બીજો એ ખમાતું નથી! ડાહયાલાલ સઉને એવું બતાવવા માંગે છે કે આપનામાં જરા પણ અકલ નથી અને તેથી અતયારે ખરો કરતા હરતા તે એકજ છે. નગરશેઠને દબાવી દઈ સહી લીધી તેથી ગામમાં આપણી બહુ વગોવણી થઈ છે સભા તો રાણી સાહેબના સ્વરગ વાસને લીધેજ બંધ રહી તે ઠીક થયું પણ જો તે બહાનુ ન મલ્યુ હોત તો સભામાં બહુ ખેદકારક બનાવો બનત અને આપને સોસવું પડત. આવી સ્થીતી ફરીથી ઉભી ન થાય તે જોવાની મારી અરજ છે."

અત્રે આ બનને મહેરબાનો વાતો કરતા કરતા વીમાનમાંથી બહાર નીકલ્યા અને મોટારમાં બેસી રવાના થયા અને મોટરનું ભુંગલું વાગયું એટલે મારી આંખ ખુલ્લી થઇ ગઇ અને જોયું તો તયાં કોઈ ના મળે.

---